( ૩ )

## "કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી"

ગાયન રચનાર: શ્રી ફિરોઝશાહ રુસ્તમજી મહેતા

ગાયન ગાનાર : સંગીત પ્રવીણ શ્રી. દુર્ગાશંકર ત્રિવેદી
વિરબાઈજી હાઈસ્કુલના સંગીત શિક્ષક.

[ આ ગાયનની સારેગમ પાછળ આપેલી છે ]

(સવૈયા છંદ)

બાર વરસની બાળા પૂછે : "કહો મને તમ કાકાજી!
જન્મતિથિ જેની તમ ઉજવો કોણ હતા એ કાબરાજી?"
"સાંભળ પુત્રીઃ સપુત હતો એ 'સરસ્વતી'[1] જે પર રાજી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
પત્રકાર પ્રખ્યાત પ્રમાણિક કલમ હતી તેજી તાજી,
'રાસ્ત' તણો 'ગોફતાર' હતો એ, કુધારક જાતા દાઝી;
મોટ મોટાનું માન મૂકાવે, ટકે ન કોની પતરાજી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
સરસ સુકાની 'સ્ત્રીબોધ'નો, શી એની સુન્દર વાણી!
વહેમ વસીલા ગયા હઠી ને નાર પારસી થઈ જ્ઞાની;
ઘર ઘર દીવા દીપી ઉઠયા, કજિયા કલેશ ગયા ભાગી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
વાર્તા મહીં વણ્યા સુધારા કુધારા પણ ગયા લાજી
નાટકમાં ચાનક ચમકાવી, સંગીતથી કીધાં રાજી;
ધર્મ સુધારા સર્વ સુધારા ખપે રહ્યા ગાજી વાજી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
વિધવાઓનાં સંકટ હણવા[2] ભાષણ કીધાં ગુણકારી,
પારસી સાથે હિન્દુ બોજા બન્યા એના બહુ ઉપકારી;
ન્યાય નીતિને હૈયે ધારી રાખી રંક તણી બાજી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
કવિ કોવિદ[3] ને નાટયકાર થઈ આપ્તે કીધી મસ[4] પ્રખ્યાતી;
'રાજ્યગીત'[5] રૂડું જ રચીને શોભાવી નિજ ગુજરાતી;
મહાજનોની[6] મિત્રાચારી, દરબારે[7] કીર્તિ ઝાઝી;
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી.
ઓ નરવીર કેખુશરો! નામી[8] સુધારક સાચો હામી[9]
અર્ધ સદીની સેવા તારી,. ના તેમાં તલભાર ખામી;
શત સંવત્સર[10] જન્મતિથિએ ફિરોઝ ઉચ્ચારે[11] થઈ રાજી:
કોમ અંધારે અટવાતે જો હોત ન અહીં એક કાબરાજી!

(૧) વિદ્યાદેવી (૨) દૂર કરવા (૩) વિદ્વાન (૪) ઘ ી (૫) God save the Queen ઉપરથી 'ગૉડ સેવ ધ મહારાણી'નું શ્રી કેખુશરોએ રચેલુ રાજ્યગીત (૬) મહાન માણસો (૭) રાજદરબારમાં (૮) પ્રખ્યાત (૯) હિમ્મતવાળા (૧૦) એકસોમું સાલ (૧૧) બોલે.

(૪)

# "સરસ્વતી દેવીની હિન્દવાસી દીકરીઓ"

## (સંગીતયુક્ત ટેબ્લો)

લેખક : શ્રી ફિરોજશાહ રૂસ્તમજી મહેતા.

| પાત્ર પરિચય | |
|---|---|
| સરસ્વતી પધારે છે તેને | પધારો સરસ્વતી આ મંડપે ! વિરાજો આ આસન[1] પરે,<br>શોભાવો સમારંભ[2] રૂડો, રેલાવો અહીં રંગ ખરે !<br>આપ જ છો વિદ્યા કળા સંગીત પણ સાક્ષાત,<br>નમન નમન દેવી તને ! નમન મુજ માત ! |
| ૧—સિન્ધી : | સોહિણી[3] સિન્ધ દેશની શી શોભે છે આજ !<br>સરસ્વતીને સદા નમે કેળવણીને કાજ. |
| ૨—મકરાણી : | પાડોશી આ સિન્ધ તણી મકરાણી મગરૂર,<br>પછાત પુત્રી દેવીની, છે હિમ્મતે શૂર. |
| ૩—પઠાણી : | ધમ ધમ કરતી આવે પઠાણી સરહદ તણી રખવાળ,<br>યુદ્ધમાં આપે બેટા એવા, જાણે બીજા કાળ[4]. |
| ૪—ખોજણ : | કોમ સદા જે રહે ઉદ્યોગી, સમજે સાર અસાર,<br>*હોંસીલી શોખીલી એવી આવે ખોજા નાર.* |
| ૫—પંજાબી : | પાંચ નદીના પ્રદેશ[5] તણી આ જુઓ પંજાબણ,<br>*શૂરી બેટી સરસ્વતીની હરખાવે તન મન.* |
| ૬—કાશમીરી : | સ્વર્ગ[6] સમાં કાશ્મીરની આ કોમળ કશમીરણ,<br>સાદી પણ સુંદર ઘણી ખરે પુનમનો ચંદ્ર. |
| ૭—રજપુતાણી : | પુત્ર પતિને હિમ્મત આપે, ગજવે સમરાંગણ[7],<br>અગ્નિમાં નિજ અંગ પધરાવે વીરી[8] રાજપુતણ. |
| ૮—મરાઠણ : | ઠણુ ઠણુ કરતી આવે મરાઠણ ઝગમગતી[9] ઝાઝી,<br>પૂર્વજ[10] એના હતા પ્રતાપી શૂરવીર શિવાજી. |
| ૯—ભીલણ : | જેના તાક્યાં તીર થકી શત્રુ પામતા ત્રાસ[11],<br>તે ભીલોની ભીલણ શૂરી આવે દેવી પાસ. |
| ૧૦—બંગાલણ : | કવેશ્વર[12] ટાગોર તણી ભૂમિ તણું આ ફુલ,<br>સરસ્વતીની બેટી ઉત્તમ બંગાલણ બુલબુલ. |
| ૧૧—મારવાડણ : | મારવાડી તો સદા ઉદ્યોગી વેપારે વખણાય,<br>તે મુલકની મહિલા[13] મીઠી પડે દેવીને પાય. |

1–તખત. 2–ભપકાદાર મેળાવડો. 3–સુંદરી. 4–જમદેવ. 5–મુલક. 6–બહેસ્ત. 7–લડાઈનું મેદાન. 8–બહાદુર. 9–ઝગઝગતી અને ભપભપતી. 10–આગલ થઈ ગયેલા બાપદાદા. 11–ભય. 12–કવીઓના ઈશ્વર. 13–સ્ત્રી.

૧૨—મદ્રાસણ : કેળવણી ને કળા તણું જે સદા કરે સેવણ,
તે જુઓ આ ધર્મપરાયણ* મોહક મદ્રાસણ.

૧૩—ગુજરાતણ: લાજે લટકે હાલી આવે ભોળી મનમોહન,
નમણી[14] ને નાજુક ખરી પ્યારી ગુજરાતણ.

૧૪—કચ્છણ : રણ પ્રદેશની રમણી[15] તોયે રસ રંગે સોહાય[16],
કારીગરી એ કચ્છ તણી ખુદ બ ખુદ લેખાય.

૧૫—પારસણ : પારસમણિ[17] સમ પારસણની કરવી શી વખાણ ?
સરસ્વતીની પહેલી પુત્રી હિન્દમાં આગેવાન.

---

* ધર્મમાં પ્રીતિવાળી. ૧૪–રૂપાળી. ૧૫–રમે અને રમાડે એવી સ્ત્રી. ૧૬–શોભે. ૧૭–પારસમણિ એક એવી જાતનો અમુલ્ય પત્થર કે જેનો સ્પર્શ થતાં લોઢું પણ સોનું બની જાય.



# કેખુશરૂ કાબરાજીની જન્મશતાબ્દી

મુંબઈમાં મેળાવડો (તા. ૨૪ મી અકટોબર ૧૯૪૨.)

## મરહુમે બજાવેલી સેવાઓની તાજી કરાયેલી યાદ

### કાબરાજીનાં પુસ્તકો શોધીને તેની આવૃત્તિઓ છપાવવાની સુચન

( જામે જમશેદ, કયસરે હિન્દ, વગેરે પત્રોના આધારે )

જાણીતા પ્રખર લેખક, વાર્તાનવેશ, નાટકકર્તા અને સંસાર–સુધારક મર કેખુશરૂ નવરોજી કાબરાજીની જન્મ શતાબ્દીનો મેળાવડો શનીવાર તા. ૨૪ મી અકટોબ દીને સાંજે પાંચ કલાકે સર કાવસજી જહાંગીર હોલમાં પારસી લેખક મંડળ આશરા હેઠળ ભેગો મળ્યો હતો અને તેમાં નીચલાં જાહેર મંડળોએ ભેગો સહકાર દર્શા હતોઃ–ગુજરાતી સાહિત્ય પરિષદ, ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, ભગીની સમાજ, ભાટ સ્ત્રી મંડળ, શ્રી જૈન મહિલા સમાજ, સ્ત્રી જરથોસ્તી મંડળ, ગાયન ઉત્તેજક મંડળી, જ્ઞા પ્રસારક મંડળી, રાહનુમા–એ–માઝદયસ્નાન સભા, રથેસ્તાર મંડળ.

શરૂઆતમાં પ્રમુખ મીસીસ ખદીજા શફી તૈયબજીએ આ પ્રસંગની અગત્યતા સમજ મરહુમ શેઠ કેખુશરૂ કાબરાજીને એક સુધારક અને પ્રખર સામાજીક કાર્યકર્તા તરીકે અંજ અર્પી, આજના પ્રસંગે પોતાને મળેલાં પ્રમુખપદ માટે આભાર માન્યો હતો. તે પ પારસી લેખક મંડળના માનદ મંત્રી મી. જેહાબક્ષ બ. વાછાએ મેળાવડા તરફ સહાનુભ દર્શાવનારા તથા મેળાવડાને ફતેહ ઇચ્છનારા નિચલા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હત

## સંદેશાઓ.

**લેડી વિદ્યાગવરી ર. નીલકંઠ, (અમદાવાદ).**

મર્હૂમ શેઠ કેખુશરો નવરોજી કાબરાજીની જન્મ શતાબ્દીનો મેળાવડો પારસી લે મંડળ તરફથી તા. ૨૪ મીએ થવાનો છે તે સમાચારથી હું ઘણી ખુશી થઈ છું. સં મોવશાત અસલ તારીખે આ મેળાવડો બંધ રાખવો પડેલો, પરંતુ હવે તે કરવાનું ધા છે તો આ કાર્યને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું. ગુજરાતી સાહિત્યમાં મોટો ફાળો આપન સમાજ સુધારક અને આગેવાન દેશહિતચિંતકને આવી અંજલી આપી આપની સં તેમજ તે સાથે જોડાએલી સંસ્થાઓએ ખરેખર સ્તુતિપાત્ર કામ કર્યું છે. સ્ત્રી ઉન્નતિ મર્હૂમને પુષ્કળ ઉત્કંઠા હતી. હિંદુ તેમ જ બીજી કોમો સાથે સમભાવ તેમણે રાખે તેજ માતાના એ દૂરદર્શી પુરુષને મારાં અનેક વંદન છે.

તા. ક. હું હાજર નથી રહી શકતી માટે ઘણી દીલગીર છું.

**કવિશ્રી અરદેશર ફ. ખબરદાર :**

શ્રી પ્રમુખ સાહેબા,

પ્રસિદ્ધ પ્રખર લેખક, નાટકકર્તા, નવલકથાકાર, સંગીતકાર, વ્યાખ્યાતા અને સંસ સુધારક મરહૂમ શેઠ કેખુશરોજી કાબરાજીની જન્મ શતાબ્દી ઊજવવા મળેલા આજ

મેળાવડા પ્રત્યે હું સંપૂર્ણ સહાનુભૂતિ વ્યક્ત કરું છું. આજનો ઉત્સવ ખાલી પારસી કોમનો જ નથી પણ ગુજરાતી ભાષા બોલતી તમામ પ્રજાનો છે. સાહિત્યકાર નાતજાત કોમ ધર્મ આદિ ભેદોથી પર છે, એ તો તમામ મનુષ્ય જાતિની બુદ્ધિનો પ્રતિનિધિ છે. શ્રી કાબરાજી ગુજરાતી ભાષાની તેમ જ ગુજરાતી સમાજની અનેકવિધ સેવા કરીને અમર નામના મૂકી ગયા છે. આજે હિંદુ, પારસી, મુસ્લિમ, ખ્રિસ્તિ વગેરે તમામ પ્રજાજનો મરહૂમે કીધેલા ઉપકારના બદલામાં મરહૂમને ખરા હૃદયથી અંજલિ આપવા ભેગાં થયાં છે, એ આપણી ભાષાની અને સંસ્કૃતિની એકતાના શુભચિહ્ન રૂપે જ છે. હું પ્રભુને પ્રાર્થું છું કે આપણે સૌ એ જ રીતે મનુષ્ય વચ્ચેના સ્વાભાવિક મતભેદ હોવા છતાં એક પિતાનાં સંતાન લેખે સદા એકતા જાળવી રાખીએ, અને આપણી ભૂમિના આપણા સાહિત્યના અને આપણી સંસ્કૃતિના ઉચ્ચ આશયોને જાળવી રાખી તેને જગતમાં પ્રકાશિત કરી શકીએ. શ્રી કેખુશરો કાબરાજીએ પોતાના સાહિત્ય લેખોથી તથા પોતાની અનેક પ્રગતિમય પ્રવૃત્તિથી એમના કાળની પ્રજાને સારી રીતે સંતોષી હતી, અને આપણા નવીન સાહિત્યકારો પણ એમને પગલે ચાલીને એવી જ સેવા અને એવી જ નામના મેળવે એ મારી સદિચ્છા છે. મારી શારીરિક અશક્તિને લીધે હું જાતે આવી શક્યો નથી તેથી હું દિલગીર છું. મારી તરફથી તેમ જ ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી આ શતાબ્દી ઉત્સવમાં ભાગ લઈને હું કૃતાર્થ થાઉં છું.

**શ્રી સ. એ. બ્રેલવી :**
ધિ બોમ્બે ક્રોનિકલના તંત્રી

I am very sorry I shall not be able to attend today's meeting to celebrate the centanary of K. N. Kabraji. Kabraji was a courageous and fearless journalist who rendered great and valuable service to the country. He was one of the pioneers of education and social reform in the country which will not willingly let his memory die.

**શ્રી નસરવાનજી હી. પટેલ :**
**માનદ મંત્રી, જ્ઞાન-પ્રસારક મંડળી (સ્થાપના-ઈ. સ. ૧૮૪૮માં.)**

મારા સર્વમાન્ય મિત્ર મર્હૂમ શેઠ કેખુશરો નવરોજી કાબરાજી જેવા એક આગેવાન અખબારનવેશ, એક સાચા સંસાર-સુધારક, એક નામના-મેળવનાર નાટકનવેશ, એક વિખ્યાત વાર્તાનવેશ, "જ્ઞાન-પ્રસારક મંડળી" ને નવેસરથી ચાલુ કરવામાં એક અગ્ર ભાગ-બજવનાર, તે નવેસરથી ચાલુ થયા પછી લગભગ દશ વર્ષ સુધી તેના પહેલા માનદ મંત્રીનો હોદ્દો ભોગવનાર, તે મંડળી તરફથી સંખ્યાબંધ ભાષણો કરનાર તેમજ તેને માટે કાબેલ ભાષણકર્તાઓ મેળવનાર એક ઉત્સાહી અધિકારી, તે મંડળીને ઉંચે દરજ્જે પહોંચાડવાની ઉત્તમ ઉત્કંઠા ભેગો હદથી જ્યાદા ઉત્સાહ ધરાવનાર કારોબારી, "ગાયન-ઉત્તેજક મંડળી" ના એક બાહોશ સ્થાપક, દેશી ગાયન વિદ્યાને પ્રેમથી પંપાળનાર અને અને તેનો શોખ વધારવા કાજે તેના સંબંધી "જ્ઞાન-પ્રસારક મંડળી" મારફતે ભાષણો

આપનાર તથા બીજી બંધુઓની રીતે, પ્રશંસાપાત્ર પ્રયાસો કરનાર એક નામીચા નરની જન્મ-શતાબ્દી ઉજવવાનું શુભ કાર્ય "પારસી લેખક મંડળે" માથે ઉઠાવ્યું છે તે માટે, એક કમતરીન સેવક તરીકે, હું તેને ધન્યવાદ આપું છું અને, મારી વૃદ્ધ વયના કારણે અતિ નબળી પડેલી મારી દેહને લીધે, આજ દોઢ વર્ષથી વધુ મુદત થઈ, મંડળીનાં કે બીજાં કોઈ પણ ઉપયોગી કામ માટે હું ઘરમાંથી બહાર નીકળી શકતો નથી તેથી મને ખેદ થાય છે,

વધારે ખેદ તો એટલા માટે થાય છે કે મારા મહૂંમ ઇષ્ટ મિત્ર સંબંધી ઉજવાતા આવા શુભ કાર્યમાં, મેળાવડામાં હાજર રહી, હું ભાગ લઈ શકતો નથી.

**સર ફ્રાન્સીસ લો:**
**ધિ ટાઇમ્સ ઓફ ઇન્ડીયાના તંત્રી**

I regret I shall be unable to attend the meeting this evening to celebrate the birth centenary of Mr. K. N. Kabraji, but I welcome your decision to honour the memory of a very great Parsi journalist, author and social reformer, of whom the late Sir George Birdwood said "He occupies an exclusive niche in the Bombay Temple of fame."

**શ્રી કેશવપ્રસાદ દેશાઇ બી. એ., એલ એલ. બી.:**

કેખુશરો કાબ્રાજીની જન્મ જયંતિના દિવસે હું હાજર નથી રહી શક્યો તે માટે ક્ષમા ચાહું છું. આ ઉત્સવ સુંદર રીતે ઉજવાય અને તેના સુંદર પરિણામ આવે એવી મારી તીવ્ર અભિલાષા છે. તમારા કાર્યને હું સફળતા ઇચ્છું છું. આ પ્રસંગે મને સ્ફુરેલા વિચારો આ સાથે મોકલું છું.

કેખુશરો કાબ્રાજીની જન્મ શતાબ્દીની યોજના કરનારાને અભિનંદન ઘટે છે. કાબ્રાજી મુખ્યત્વે સુધારક હતા. રાજકીય આગેવાનોને લોકપ્રિયતા જલદી મળતી હતી તેવા યુગમાં સમાજસુધારાનો માર્ગ ગ્રહણ કરીને તેમણે વિકટ માર્ગ ગ્રહણ કર્યો તેમાં તેમણે પોતાનાં અંતઃકરણના અવાજને જ માન આપ્યું હતું.

એક મનુષ્યની મહત્તાની આંકણી કરતી વખતે તેણે જે જમાનામાં કામ કર્યું હોય તે જમાનાની પરિસ્થિતિ ધ્યાનમાં રાખવાની જરૂર છે. કેખુશરો કાબ્રાજીનો જન્મ ૨૧ મી ઓગસ્ટ ૧૮૪૨ માં થયો હતો. તેમનું મરણ ૨૫ મી એપ્રીલ ૧૯૦૪ માં થયું હતું. ઓગણીસમી સદીના બીજા અર્ધ ભાગમાં હિંદની—મુંબઈ શહેરની—સામાજિક પરિસ્થિતિ કેવી હતી તે આપણે જાણી લેઈએ. તે સમયે કેળવણી તથા સંસારસુધારામાં પારસીઓ અને હિંદુઓ સરખાજ પછાત હતા. બન્નેમાં સ્ત્રીવર્ગ લગભગ અજ્ઞાન હતો. બન્નેમાં હાનિકારક રૂઢીઓ પ્રચલિત હતી. સ્ત્રીઓથી બુટ મોજાં પહેરાય નહિ, છત્રી ઓઢી બહાર જવાય નહિ, મરણ પાછળ રોવું કુટવું પડે. ધણીધણીઆણી સાથે બહાર ફરી શકે નહિ, તો પછી કોઈક પુરૂષ સાથે કોઈક સ્ત્રી તો વાત પણ કેમ કરી શકે ? કન્યાશાળાઓ નહોતી. હળવામળવા માટે ક્લબો નહોતી. મુંબઈ મ્યુનિસિપાલીટી અને યુનિવરસીટીની સ્થાપના

આ આરસામાં જ થઈ, તે માટે પણ તે સમયના આગેવાનોને મહેનત કરવી પડી હતી. ગુજરાતી ભાષાની ખીલવણી પણ થઈ નહોતી. હિંદુ લેખકો કે પારસી લેખકોએ ગદ્ય ગુજરાતી પુસ્તકો લખવાનું તરતનું જ શરૂ કર્યું હતું. આવા સમયમાં કેખુશરો કાબ્રાજીનું કાર્ય થયું, ગદ્ય ગુજરાતીના વેરાનમાં તેમણે વાર્તા, નિબંધ, નાટક, આદિનો સુંદર બગીચો રોપ્યો.

કાબ્રાજીના કાર્ય ઉપર નજર નાખતાં તેમનામાં મુખ્ય ધગશ સુધારકની દેખાય છે, મારી કોમ, મારો સમાજ આગળ કેવી રીતે વધે, એમનામાંથી કુરિવાજો કેવી રીતે દૂર થાય, એમનામાં કેળવણીનો પ્રચાર કેવી રીતે થાય, તેજ વિચારોથી દોરાઈને તેમણે વર્તમાનપત્રદ્વારા, પુસ્તકોદ્વારા, સભાઓદ્વારા કામ કર્યું. એમની સુંદર સાહિત્ય કૃતિઓ પાછળ પણ તેમનો આ હેતુ નજરે પડે છે.

વર્તમાનપત્રોની ખીલવણી અને વર્તમાનપત્રોના હક્ક માટે તો તેમણે તેમનું સમસ્ત જીવન અર્પ્યું હતું, જામે જમશેદ જેવા જુનવાણી પત્રના અધિપતિ પદે તેઓ પ્રથમ હતા. પરંતુ ત્યાં તેમનું સુધારાનું ધર્મકાર્ય સાધવાનું સરળ ન થયું. તરત જ તેઓ રાસ્ત ગોફતાર નામના સુધારક છાપાના તંત્રી પદે આવ્યા. ચાળીસ વર્ષ સુધી તેમણે આ પત્રનું તંત્રીપદ દીપાવ્યું. લોકોની ટીકા, ભાઈબંધ વર્તમાનપત્રોના પ્રહારો, અને જાહેર અપમાનો સુદ્ધાં સહન કરીને તેમણે પોતાનું કામ, પોતાને ધારેલે જ રસ્તે આગળ વધાર્યું. આ ચાળીસ વર્ષમાં તેમણે રાસ્ત ગોફતારમાં જે લખાણ લખ્યું હતું તે એકઠું કર્યું હોય તો વીસ હજાર પાનાં કરતાં ઓછું થાય નહિ.

મુંબાઈના જાહેર જીવનમાં પણ તેમનો હીસ્સો સારો હતો. મ્યુનિસિપાલિટી તથા યુનિવરસીટીમાં તેમણે કામ કર્યું હતું. શાળાની જુજ કેળવણી લઈને ખાનગી અભ્યાસે આગળ વધેલા ગૃહસ્થને સરકારે યુનિવરસીટીના ફેલો નિમીને તેમના જ્ઞાનની કદર કરી હતી. પ્રાથમિક શિક્ષણ માટેની જોઈંટ સ્કુલ કમીટીના પણ તેઓ સભાસદ હતા. રાજકીય બાબતોમાં તેઓ અંગ્રેજ રાજ્યકર્તામાં પૂર્ણ શ્રદ્ધા ધરાવતા હતા. કોંગ્રેસના વિચારો સાથે તે વખતે તેઓ મળતા થતા નહોતા. પરંતુ તેના બે કારણો છે. એક તો તેઓ મુખ્યત્વે સમાજ સુધારક હતા અને રાજકારણ તેમનું ખાસ લક્ષ્યબિંદુ નહોતું, અને બીજું કારણ એ હતું કે તે સમયના અંગ્રેજો હિંદ પ્રત્યે અતિશય સહાનુભૂતિવાળા હતા. હાલના સંજોગોમાં જો તેઓ હયાત હોત તો, તેમના તે સમયના રાજકારણી વિચારોને વળગી રહ્યા ના જ હોત એમ કહી શકાય. એમના મનમાં ખાત્રી થતાં જે નિડરતા તેમણે સમાજ સુધારામાં બતાવી હતી, તે જ નિડરતા તેઓ રાજકીય સુધારા માટે પણ બતાવત તેમાં કાંઈ જ શક નથી.

કાબ્રાજી જેવા પ્રખર સમાજસુધારક સ્ત્રીઓને વિસર્યા હોય તે તો અશક્ય જ છે. સ્ત્રીને સંસાર સુધારાનું મધ્યબિંદુ તેઓ ગણતા હતા. સ્ત્રી કેળવાય તો સમાજ કેળવાય. સ્ત્રીમાંથી કુરૂઢી દૂર થાય તો સમાજમાંથી કુરૂઢી દૂર થાય. અને સ્ત્રી સુધરે તો સમાજ સુધરે. આ માન્યતાથી તેમણે સ્ત્રીઓ માટેનું ખાસ નિકળેલું માસિક પત્ર " સ્ત્રીબોધ " પોતે ચલાવવા માંડયું. અને ચાલીસ વર્ષ સુધી તેના તંત્રીપદે રહ્યા. સ્ત્રીબોધ હજી પણ

માસિક "જામે જમશેદ" અને "મુંબાઈ સમાચાર"નું સમકાલિન છે. કેખુશરો કાબરાજીના મરણ પછી કાબરાજી કુટુંબના નરનારીઓએ તે ચાલુ રાખ્યું અને તેમનાં પુત્રવધુ સદ્‌ગત પુતલીબાઈ, મરણ પર્યંત, તેનાં એક તંત્રી હતાં. આશા છે કે કેખુશરો કાબરાજીની તેમજ પુતલીબાઈ કાબરાજીની યાદ ચાલુ રાખવા, "સ્ત્રીબોધ" માસિકને ચાલુ રાખવામાં આવશે એટલું જ નહિ પણ તેને સ્ત્રી વર્ગને તેમજ સમસ્ત સમાજને ચાલુ જમાનામાં પણ ઉપયોગી થઈ પડે તેવું કરવા માટે સંપૂર્ણ મહેનત કરવામાં આવશે.

કેખુશરો કાબરાજીની સેવાઓનું ઋણ કંઈ પારસી કોમને માથે જ નથી. ઓગણીસમી સદીના બીજા અર્ધ ભાગમાં હિંદુ અને પારસી સમાજ–સુધારાના પ્રશ્નો નિરાળા નહોતા. હિંદુ અને પારસી સુધારકો તે સમયે સાથે મળીને કામ કરતા હતા. "રાસ્ત ગોફ્તાર" અને "સ્ત્રીબોધ"માં હિંદુ રીત રીવાજો અને ધાર્મિક દુષણો સંબંધી પણ ચર્ચાઓ ચાલતી હતી. જાણીતા હિંદુ સુધારક કરસનદાસ મૂળજીએ કાબરાજી માટે "રાસ્ત ગોફ્તાર"ની ખુરશી સ્વેચ્છાએ ખાલી કરી આપી હતી. મહારાજ લાયબલ કેસમાં કાબરાજીએ કરસનદાસને બહુજ મદદ કરી હતી. "સ્ત્રીબોધ"નું તંત્રીપદ પણ કરસનદાસ મૂળજી ઉપરાંત નાનાભાઈ હરિદાસ, અને કવિ નર્મદાશંકરે શોભાવ્યું હતું. પારસી અને હિંદુ સુધારકો હાથમાં હાથ મેળવીને કામ કરતા હતા.

પારસી કોમનો ઘણો મોટો ભાગ મુંબાઈમાંજ વસ્યો, તેથી અંગ્રેજી શિક્ષણ, અંગ્રેજી સંસ્કૃતિ અને અંગ્રેજી લાગવગની અસર તેમના ઉપર સ્વાભાવિક રીતે વધારે થઈ. પરિણામે હિંદુ અને પારસીના નિત્ય જીવનના પ્રશ્નો ભિન્ન થઈ ગયા. ભાષાનું પણ તેમજ થયું. પારસીઓની માતૃભાષા તો ગુજરાતી જ હતી પણ અંગ્રેજી ભાષાના આકર્ષણે તેમને ગુજરાતી ભાષા તરફ બેદરકાર બનાવ્યા. બીજી તરફ ગુજરાતી ભાષાની ખીલવણી અને વિકાસ અનેકઘણા વધ્યા. કાબરાજી જેવા સાહિત્યકાર અત્યારે આપણી વચ્ચે હોત તો હિંદુ–ગુજરાતી અને પારસી–ગુજરાતી જેવા વિભાગો હોત નહિ. આજે પણ સાહિત્ય પરિષદના સુકાની એક પારસી છે. કેટલાએક પારસીઓ ગુજરાતી સાહિત્યના વિકાસમાં સુંદર સાથ આપી રહ્યા છે. કાબરાજીની જન્મ જયંતિને પ્રસંગે પારસી કોમમાં ગુજરાતી ભાષાનો પરિચય અને અભ્યાસ વધે તેવી યોજના થાય તે ઇચ્છવા યોગ્ય છે. સાહિત્યનો વિકાસ તે તેમનું સાચું સ્મારક છે.

## "નર કયખુશરો કાબરાજી"

રચનારઃ-શ્રી પેસ્તનજી ફિરોજશાહ કાપડિયા

( આ ગીતની સારેગમ પાછલ આપી છે )

( સાખી )

જન્મ દિવસની શતાબ્દી, ઉજવે સૌ નર નાર,
કાબરાજી કેખુશરો સાક્ષરના શણગાર.

જનમ્યા જન જે સો વર્ષ પર
નર કયખુશરૂ કાબરાજી.

બુદ્ધિમાન નામીચા સાક્ષર
નર કયખુશરો કાબરાજી.

મનહર લેખક--અધિપતિ લાયક.
સેવક સાહિત્યના લાભદાયક.
ગુણવંત ગાયક—સંગીત પાયક.
નર કયખુશરો કાબરાજી.

( સાખી )

શબ્દો જેના સુરીલા, શૈલી બહુ રસદાર
વાણી વિચારો બોધના, લેખકના સરદાર;

×

સમાજ સુધારક—ન્યાયના નાયક,
નારી સમૂહના નિર્મળ સ્હાયક
થઈ વ્યવહારિક—ભોગી તારક
નર કયખુશરો કાબરાજી.

( સાખી )

ધરી જોરાવર હાથમાં, કલમ તણી તલવાર,
લડયા હોંશ ને જોશથી યુદ્ધ અતિ યાદગાર

×

કલમ સેવાની હુંડી સૌ તક–
કાવ્ય, ગીતો, લખ્યાં વળી નાટક;
જાળવ્યા અબળાઓના હક
નર કયખુશરો કાબરાજી.

( સાખી )

સાહિત્ય, હુન્નર કળા, ભાષાના ભંડાર,
લખ્યા લેખ વર્ષો સુધી, 'હયરત' રહી બેદાર.

×

જનમ્યા જન જે સો વર્ષ પર
નર કયખુશરો કાબરાજી.
બુદ્ધિમાન નામીચા સાક્ષર,
નર કયખુશરો કાબરાજી.

### કાબરાજી—એક લેખક અને પત્રકાર

તે પછી મી. પેસ્તનજી ફી. કાપડિયાએ "કાબરાજી-એક લેખક અને પત્રકાર" તરીકે મરહુમને અંજલી આપતાં જણાવ્યું કે એક લેખક અને પત્રકાર તરીકેની મરહૂમની કારકીરદીનો ઈતિહાસ લાંબો છે. આજના ૧૯૪૨ના સાલમાં લેખક અને પત્રકાર તો સાધારણ શબ્દો થઈ પડયા છે, પણ સો વર્ષની વાત પર એક લેખક અને પત્રકારનું કાર્ય કેટલું બીકટ હતું તે સમજી શકાય તેવું છે. તે જમાનો અશિક્ષિત હતો, એટલે કફોડા સંજોગોમાં મરહૂમે કાબરાજીને કામ લેવાનું હતું. મરહુમ કાબરાજી એક લેખક અને પત્રકાર તરીકેની કેવી લાયકાત ધરાવતા હતા તે જાણવું જરૂરનું છે. મરહુમે અંગ્રેજી પાંચમા ધોરણ સુધીનોજ અભ્યાસ કર્યો હતો, પણ તે પછી તેઓ જગતની વિદ્યાપીઠમાં જોડાયા અને જનસેવા ઉપાડી લીધી. મરહુમની અનેક રસીલી વાર્તાઓ આપણે વાંચી છે, પણ તેમાંજ તેમની કારકીરદી પુરી થતી નથી. કલમની સ્વતંત્રતા તેમનો મુદ્રાલેખ હતો. એ

કરી હતી. બાળ વિદ્યાર્થી જીવનમાંજ એક પત્ર મરહુમે ચલાવ્યું હતું. આજના પત્રકારના જમાનામાં જે સગવડ અને સાધન મળે છે, તે કાબરાજીના જમાનામાં હતાં નહીં. આજના પત્રો માટે ઘણાં ક્ષેત્રો મળી રહે છે. છતાં પણ કાબરાજી એક ફતેહમંદ પત્રકાર અને લેખક તરીકેનું નામ જગ આશકારા કરી ગયા છે. આનું કારણ તેવણનો ઉંડો અભ્યાસ વિચાર શક્તિ અને બીજા સારા ગુણોને આભારી છે. કાબરાજી એક નિર્ભય અને સ્વતંત્ર વિચારક હતા. એક વિવેચક તરીકે પણ કાબરાજીને ભારે કપરી કસોટીમાંથી પસાર થવું પડયું હતું. તેમના જમાનામાં પણ કાબરાજીએ નવો સમાજ ઊભો કર્યો હતો. કાબરાજીની તેજ કલમના બાણો સચોટ ધાર્યું કામ કરી જતાં હતાં. તે જન્મેજ પત્રકાર હતા. સારા પત્રકારને દીપાવે એવા તે નર હતા. ૨૦ મી સદીના પત્રકારોમાં મરહુમે પોતાનું સ્થાન સલામત જાળવી રાખ્યું છે.

## કાબરાજી—એક સ્ત્રીકેળવણીકાર

**મીસ કપીલા ખાંડવાળાએ** કરેલાં વિવેચન દરમ્યાન મરહૂમ કાબરાજીએ સ્ત્રી કેળવણીમાં આપેલા અગત્યના ફાળા બાબે બોલતાં જણાવ્યું હતું કે પારસી બ્હેનોની આજની પ્રગતિ કેખુસરો કાબરાજીને જ આભારી છે. આજે અમે સ્ત્રીઓ છુટથી હરી-ફરી શકીએ છીએ, પરંતુ કાબરાજીના જમાનામાં એમ કરવું મુશ્કેલ હતું. કાબરાજીએ સ્ત્રીઓપર ખોટા અંકુશો મુકતી તે વખતની રૂઢી સામે જેહાદ જગાડી પોતે અનેક હાડમારી વેઠીને પણ, પોતાના ઘરથી જ શરૂઆત કરી, સ્ત્રીઓને આગળ પાડી. કાબરાજી તો સ્ત્રી વર્ગના એક પાંયારૂપ હતાં. સ્ત્રી વર્ગ તરફથી હું એમને અંજલી અર્પું છું.

## કાબરાજી—એક વાર્તાનવેશ અને નાટકકર્તા

*શ્રી હરીપ્રસાદ ભટ્ટે (મસ્ત ફકીર)* કરેલાં વિવેચન દરમ્યાન જણાવ્યું હતું કે ગુજરાતી સાહિત્યમાં સામાજીક અને સંસારી વાર્તા લખનાર કેખુસરો કાબરાજી હતા. તેમની ભાષા સાદી અને રસીલી હતી. તેઓ ફક્ત મનોરંજન માટે જ નહીં લખતા પરંતુ એક ઉમદા "મીશન" થી લખતા હતા. પારસી કોમમાંની તવંગરીની તકોબરી, ખોટા ખર્ચો ને જુની પ્રથા સામે તેઓએ પોતાની કલમ ઉપાડી હતી. તેમણે દમયંતી અને હરિશ્ચંદ્ર જેવાં નાટકો પણ લખ્યાં હતાં. હીંદુઓમાં જેમ નર્મદાશંકર હતા તેજ મીસાલ પારસીઓમાં કાબરાજી છે. પારસી લેખક મંડળે એમનાં નાટકો, વાર્તાઓ, લેખો વિગેરેમાંથી સારાં લખાણો ભેગાં કરી બહાર પાડી તેમની યાદગીરી જાળવવી જોઇએ.

## કાબરાજી-એક સુધારક

**શ્રી ખુરશેદજી જ. બ. વાડીયાએ** તે બાદ "કાબરાજી—એક સુધારક" એ વિષય ઉપર બોલતાં જણાવ્યું કે પારસી કોમે દરેક જમાનામાં મહાન જોદ્ધા ઉત્પન્ન કીધા છે; તેમાં કેખુશરો કાબરાજીનું સ્થાન બહુ અગત્યનું છે. એઓ એક મહાન સુધારક હતા, અને તેઓનું વ્યક્તિત્વ ઑલ રાઉન્ડ-દરેક દિશામાં હતું, અને જીવનના તમામ વહેવારમાં પણ તેઓનું કાર્ય તેવું જ હતું. કલમ, જબાન અને મગજના જોરે એઓ આગળ વધ્યા. પારસી કોમમાં સુધારો દાખલ કરવા સાથ તેઓએ હિંદુ અને ઇસ્લામી કોમમાં પણ સુધારાનો ખ્યાલ અને પરિચય કરાવ્યો હતો. આજે પણ કેટલાકો સુધારા શબ્દથી ભડકે છે તો તે જમાનામાં સુધારો કરવો એ સઉથી મુશ્કેલ કાર્ય હતું. સુધારાઓ કાંઈ આજકાલથી ચાલતા આવ્યા નથી—

તે તો આદમ અને ઈવના જમાનાથી થાય છે. જેમ પારસીઓમાં થતાં બાળલગ્નો સામે કાબરાજીએ પુકારો કર્યો, તેમ હિંદુઓમાં ખોટા રીવાજો દૂર કરવામાં તેઓનો ફાલો અગત્યનો હતો. ઈસ્લામી કોમમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર કરનાર પણ તેઓ જ હતા. તેઓ પાસે શક્તિ, કલમ, જબાન અને મગજનું જોર હતું. અને તેથી કરીને દરેક કોમમાં કેળવણીનો પ્રચાર, સામાજીક સુધારા તેમજ ધર્મ સુધારા પણ દાખલ કરાવવામાં તેઓએ ફતેહ મેળવી હતી. વળી રાજનીતનો તરજુમો ઉતારવાનું માન પણ એમને ફાળે ગયું હતું. એવા એક કોમી કીર્તિના ઝલકતા સેતારાને આજના દિવસે અહેશાન સાથે યાદ કરતાં આપણને ખુશી ઉપજે છે. દરેક જમાનામાં સુધારાઓ સામે ઝુંબેશ ઊઠાવવામાં આવે છે, જેનો આપણને આ જમાનાનો તાજો અનુભવ છે. તેજ પ્રમાણે કાબરાજીના સૂચવેલા દરેક સુધારા સામે ઝુંબેશ ઉઠાવવામાં આવી હતી, પણ તે કેટલી તકલીફી હતી તે આજના આપણા પારસી સંસાર ઉપરથી આપણે જોઇ શકિયે છીયે. એટલે દરેક સાચ્ચા સુધારા સામે દરેક જમાનામાં વિરૂદ્ધતા થાય છે, પણ તે વિરૂદ્ધતા કેમ મારી હઠાવવી તેનો પાઠ કેખુશરો કાબરાજી આપણને શીખાડી ગયા છે. અને જો તેઓને પગલે આપણે ચાલીશું તો આપણી જીંદગીનો ફેરો સફળ કરીશું.

### વતનના સાચ્ચા સપુત

પ્રમુખબાનુ ખદીજા શફી તઈયબજીએ વિવેચન કરતાં જણાવ્યું હતું કે મરહુમ કેખુસરો કાબરાજી તો વતનના એક સાચા સપુત અને મહાન નર હતા. તેઓએ અનેક દિશામાં કામ કીધું હતું તે તમે અહીં થયલાં વિવેચનો પરથી જોઈ શકો છો. તેમને કોમ તેમ જ પરકોમ માટે લાગણી હતી. તેઓ એક સાચા સુધારક હતા. તેમના જમાનાના લોકો સંગીત તરફ આડા કાન કરતા હતા અને સંગીતકારો તરફ હલકી નજરથી જોતા હતા, પરંતુ કાબરાજીએ ઉપાડેલી ઝુંબેશને પરિણામે આજે મોહલ્લે મોહલ્લે સંગીતના મધુર સૂરો ગુંજી રહ્યા છે. કાબરાજી પુરાણા રીવાજોના જમાનામાં પેદા થયા હતા. સ્ત્રીઓને પડદાનો ત્યાગ કરાવવામાં પણ તેમની કિંમતી મદદ હતી. તેઓએ બજાવેલી શહેરી સેવાયે કંઈ નાની–સુની નહી જ કહેવાય. એક પત્રકાર તરીકે મરહુમે સંસાર સુધારા લાવવામાં સારો હીસ્સો આપ્યો હતો. સ્ત્રીઓની આઝાદી અને સમાનતા માટે પણ મરહુમે લડતો ઉપાડી હતી. આવા એક મહાન નર અને સમાજ સુધારકને અહીં જે વક્તાઓએ અંજલી આપી છે, તેમાં હું લાગણી સાથ સામેલ થાઉં છું.

તે બાદ પારસી લેખક મંડળના માનદ-મંત્રી શ્રી. જેહાંબક્ષ બહુમનશાહ વાચ્છાંએ મદદગારોનો આભાર માનતાં જણાવ્યું હતું કે સઉથી પ્રથમ આભાર જાણીતાં સંસાર સુધારક અને કેળવણીકાર લેડી વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ બી. એ. નો માનવાનો છે. આ મેળાવડો શેઠ કાબરાજીના ગઈ તા. ૨૧ મી ઑગસ્ટના જન્મદિવસે જ યોજવામાં આવ્યો હતો, અને તે પ્રસંગે પ્રમુખપદ લેવા લેડી નીલકંઠે કબુલ્યું હતું, પણ કમનસીબે શહેરમાં ચાલેલી અવ્યવસ્થાને લીધે આ મેળાવડો મુલતવી રાખવામાં આવ્યો હતો તેઓ આજે અત્રે પધારી શક્યાં નથી, અને તેઓની જગ્યાએ તેઓનાં જેવાં જ એક બીજાં કુળવંત કેળવણીકાર, અને સંસાર–સુધારકોમાં જાણીતાં થયલાં કુટુંબનાં તેવાં જ નખીરી મીસીસ ખદીજા શફી તૈયબજીએ આજના મેળાવડાનું પ્રમુખસ્થાન

લઈ આપણને આભારી કર્યા છે તે માટે આ મેળાવડા તરફથી એમનો ખાસ આભાર માનું છું. વળી પારસી લેખક મંડળના આ કાર્યમાં જે જે મંડળોએ અને ખાસ કરી હિંદુ સ્ત્રી મંડળોએ અને ગુજરાતી સાહિત્ય પરિષદે જે સાથ આપ્યો છે તેઓનો પણ આભાર માનવાની જરૂર છે. સાહિત્ય કે કેળવણી નાતજાતનો ભેદ ધરાવતી નથી તે આજના આ મેળાવડાએ પુરવાર કરી આપ્યું છે. સંસાર-સુધારકોને કેવી લડતો લડવી પડે છે, તેનો જુદા જુદા વક્તાઓએ પરિચય કરાવ્યો છે તેઓનો હું આભાર માનવાની રજા લઉં છું. વળી ગામડીયા ગર્લ્સ સ્કુલનાં લાયકીવાળાં બાહોશ લેડી સુપરીનટેન્ડંટ મીસ જાઈજી કાપડીયાનો તેઓની શાળાની બાળકીઓએ અત્રે રજુ કરેલાં ગાયનો માટે પણ ખાસ આભારની લાગણી પ્રદર્શીત કરું છું. છેવટના એક ગાયન બાદ આ મેળાવડો વિસર્જન થશે, તે ગાયન ખુદ સદ્‌ગત કેખુશરો કાબરાજીએ રચેલું છે. આજે એકસંપીની ફાતાઈ આપણને નજરે પડે છે, અને તેથી તેવા વાતાવરણમાં કાબરાજીનું આ ગાયન જે એમણે રચેલા "સંગીત રૂસ્તમ સોહરાબ"માં છે તે પ્રસંગોપાત ગણાશે.

### માંહોમાંહેના બખેડા સામે સ્વર્ગસ્થ કાબરાજીનો પો

(રાગ ભૈરવી—ગરબી—દાદરા)

છળ ટંટા બખેડા તમે ટાળજો રે !<br>
તમે ટાળજો, ટાળજો, ટાળજો રે !—છળ૦<br>
દ્વેષ કલેશનો અંત કુલે આણજો રે,<br>
દેશી ભેશીને સ્નેહથી નિહાળજો રે !—છળ૦<br>
મૂળ કુસંપ છે કમબખ્ત હાલજો રે,<br>
તજી કુસંપ કુટુંબમાં મહાલજો રે !—છળ૦<br>
જાત પરજાત સર્વ પ્રીતે પાળજો રે,<br>
સંપમેલથી સર્વ સંગ ચાલજો રે !—છળ૦

---

### રેડીઓ—કીર્ત્તન

તા. ૨૭ મી ડીસેમ્બરે મુંબઈના રેડીયો ઉપર કેખુશરો કાબરાજીની જન્મ શતાબ્દીના સંબંધમાં એક કીર્તન ('ફીચર ટૉક') બ્રોડકાસ્ટ થયું હતું. તેમાં તેમની જિંદગીનો હેવાલ, તેમના સુધારા અને સ્ત્રી ઉન્નતિનાં કાર્યો અને તેમની નવલકથાઓ, નાટકો વગેરે, સાહિત્ય સેવાનું ટુંક વર્ણન બેન ગુલ જ. ચીનાઈએ તૈયાર કરેલું કહી સંભળાવ્યું હતું અને વચ્ચે વચ્ચે એ. આઈ. આર. મંડળે લાગુ પડતાં ગાયન પણ સંભળાવ્યાં હતાં. આ કીર્તન અર્ધો કલાક ચાલ્યું હતું અને તે મુંબઈ તથા બહારગામ સઘળે ઠેકાણે બરાબર સંભળાયું હતું.

# મુંબઇના મેળાવડામાં ગવાયલું ગાયન

# "નર કયખુશરો કાબરાજી"

રચનાર : મી. પેરતનજી ડી. કાપડિયા

(ગાયનનું સ્વરલેખન)

(રાગ ભીમપલાસી)

(સાખી)

[ પ પ મ પ – ગ મ પ પ
[ જ ન્મ દિ વ સ ની શ તા બ્દી

[ નિ નિ ધ નિ ધ પમ પ પધનિધ પ
[ જ ન્મ દિ વ સ ની શ તા બ્દી

[ પ પ પ પધ પધપ મપમ ગમગ રે
[ ઉ જવે સૌ નર ના — — ર

[ રે રે રે રે રે રે રે રેગ મમ ગરે સારે
[ કા બ રા જી કયખુશ રો – – –

[ પ નિ નિ સા રે ગ રે –
[ સાં ક્ષ રં ના શણ ગા ર

| | | | |
|---|---|---|---|
| સા રે નિ નિ | સા મ – મ | – મ મ ગ | મપધ – – – |
| જ ન્મા જ ન | જે (ઽ ઽ) સો | (ઽ) વ ર સ | પરે (ઽ ઽ ઽ) |
| ગ ગ ગ મ | પ નિ પ મ | ગ – રે – | સા ઽ ઽ ઽ |
| ન ર ક ય | ખુ શ રો ઽ | કા ઽબ રા (ઽ) | જી (ઽ ઽ ઽ) |
| સા રે નિ – | સા મ – મ | મ મ મ ગ | મપધ – – – |
| ખુ (ઽ) દ્રિ (ઽ) | મા ન (ઽ) ના | મી ચા સા (ઽ) | ક્ષરે (ઽ ઽ ઽ) |
| ગ ગ ગ મ | પ નિ પ મ | ગ – રે – | સા – – – |
| ન ર ક ય | ખુ શ રો ઽ | કા બ રા (ઽ) | જી (ઽ ઽ ઽ) |
| પ પ નિ નિ | સાં – સાં – | પ નિ સાં રેં | નિ ધ પ પ |
| મ ન હ ર | લે (ઽ) ખ ક | અં ધિ પ તિ | લા (ઽ) ય ક |
| પ – નિ નિ | સાંરેંગં – રેં સાં | – નિ ધ મ | પધ નિ ધ પ |
| સે (ઽ) વ ક | સા (ઽ) હિ ત્ય | ઽ લા (ઽ) ભ | દા (ઽ) ય ક |
| સા પ પ પ | પધ નિ ધ પ | મ પ ગ સા | ગ મ પ પ |
| ગુ ણ વં ત | ગા (ઽ) ય ક | સં (ઽ) ગી ત | પા (ઽ) ય ક |

ગ ગ મ સા ગ મમમ ગમગ સા રે સા

યુ દ્ધ અ તિ – – – યા દ ગા ર.

| | | | |
|---|---|---|---|
| સાં સાં – નિ | પની સાંરેં સાં – | નિ ધ પ મ | પ ધ પ પ |
| ક લમ (ડ) સે | વા (ડડ) ની (ડ) | ઢું (ડ) ઢી (ડ) | સૌ (ડ) ત ક |
| નિ – નિ નિ | નિ ધ પ મ | પ ધ ની સાં | પ ધ પ પ |
| કા (ડ) વ્ય ગી | તો (ડ) લ (ડ) | ખ્યાં (ડ) વ ળી | ના (ડ) ટ ક |
| સા – પં પ | પધ નિ ધ પ | મ પ ગ સા | ગ મ પ પ |
| આ (ડ) ળ (ડ) | વ્યા (ડ) અ બ | ળા (ડ) ઓ (ડ) | ના (ડ) હુ ક્ર |
| ગ ગ ગ મ | પ નિ પ મ | ગ – રે – | સા – – – |
| ન ર ક ય | ખુ શ રો (ડ) | કા બ રા (ડ) | જી (ડ ડ ડ) |

(સાખી)

મ મ પ ની પ નિ સાં નિ સાં નિ નિ સાં પની સાંરેં નિ ધ પ

સા હિ ત્ય (ડ) હુ ન્ન ર ક ળા ભા વા ના – – – – ભં ડા ર

ગ ગ ગ ગ ગ સારેગ સારેગમ ગમ ગગમ મ ગરે સા નિ સા

લ ખ્યા લે ખ વ ર્ષો – – – સુધી 'હયરત' ર હી(ડ) એ દા ર

## કરાંચીના મેળાવડામાં ગવાયલું ગાયન.

"બાર વરસની બાળા પૂછે" ગાયનનું સ્વરલેખન

[ રાગ ભીમપલાસી-ત્રિતાલ ]

( ગ તથા ની સ્વર કોમલ આવે છે )

| ૧ | ૨ | ૦ | ૩ |
|---|---|---|---|
| બા — ર વ | ર સ ની – | બા – ળા – | પૂ – છે – |
| પ — પ પ | મ પ ગ મ | પ – પ મ | પ ધ પ – |
| કે હો – મ | ને – ત મ | કા – કા – | જી – – – |
| પ પ – ધ | પ મ મ પ | ગ – મ – | પ – – – |

જ – મ તી | થી – કે – | ની – ત મે | ઉ જ વો –
ગ મ પ ની | ધ – પ – | મ પ મ ગ | ગ પ મ –

કો – ણ હ | તા – એ – | કા ળ રા – | જી – – –
સા ગ મ પ | મ ગ મ – | ની સા મ ગ | રેસા – – –

[ અંતરો ]

સાં – ભ ળ | પુ – ત્રી – | સ પુ ત હ | તો – એ –
પ – પ પ | મ પ ગ મ | પ પ ની ની | સાં – સાં –

સ ર – સ્વ | તી – જે – | પ ર શા – | જી – – –
પ ની સાં ગં | રેં – સાં – | સાં ની સાં ની | ધ પ – –

કો – મ અં | ધા – રે – | અ ટ વા – | તે – જો –
પ રેં સાં રેં | ની સાં ની સાં | ની ધ પ મ | મગ મપ મ –

હો – તન અ | હીં – એ ક | કા ળ રા – | જી – – –
સા ગ મ પ | મ – ગ રે | સા ની સા ગ | રે – સા –

( બાકીની કડીઓ ઉપર પ્રમાણેજ લેવી. )

સંગીત પ્રવીણ દુર્ગાશંકર ત્રિવેદી.



# સમકાલિન સાક્ષરોની અંજલી
## (થોડાંક અવતરણો)

દરેક મનુષ્ય ભૂલચૂકથી ભરપૂર છે, તથાપિ શ્રી કેખુશરો કાબરાજી વિષે તો હું ખાતરીપૂર્વક કહું છું કે તેઓ પૂર્ણ સદાચારી, સંસ્કારી, નીતિમાન, દયાળુ અને પૂર્ણ પરગજુ સ્વભાવના હતા. એમના પવિત્ર હૃદયની છાપ જ્યારે મેં બાળપણે "દુખિયારી બચુ" નામની એમની પ્રખ્યાત વાર્તા વાંચી ત્યારથી જ પડી, પણ તેમને જોવા મળવાની તક મળી નહોતી. એ પછી...સંસાર સુધારા વિષે મારું વ્યાખ્યાન હતું તે વેળા શ્રી કાબરાજી સાથે પહેલીજ મુલાકાત થઈ...યુરોપનો પ્રવાસ કરી આવ્યા બાદ તેમણે પોતાના અનુભવ સાથનાં વ્યાખ્યાનો આપ્યાં તે ઘણાંખરાં મેં સાંભળ્યાં હતાં. તે સિવાય જૈન ધર્મની હિમાયતમાં અને જાનવરો પર ગુજરતાં ઘાટકીપણાં ઉપર એમણે કલકત્તા ખાતે કરેલી દલીલવાલ એક ભાષણમાં સાંભળી નવાઈ લાગી હતી. એમણી વાણીમાં નૂતનતા જ માલમ પડતી. ગમે તેવા જાણીતા વિષય પર પણ તેઓ નવુંજ કહેતા...ત્યારબાદ કરસનદાસ મૂળજીની જયંતિનો મેળાવડો થયો. સભાપતિની ખુરશી પર શ્રી. દામોદર સુખડવાળા હતા. આ પ્રસંગે થયેલાં ભાષણો સાંભળી મારા મનમાં કાબરાજીની કારકીર્દિ નજરે આવી. પોતે એક પારસી છતાં હિંદુ સંસાર સુધારા માટે કેટલો બધો શ્રમ કર્યો છે, રાસ્ત પત્રમાં લેખો લખીને, ભાષણો આપીને અને નાટક દ્વારા હિંદુ સંસારની કેટલી સેવા બજાવી છે, તે વિષે મેં પણ બે બોલ કહ્યા: કેમકે હિંદુ તરીકે કરસનદાસે પોતાની કોમની હીમાયત કરી હતી, પણ કાબરાજીએ તો પારસી છતાં અને તેમના પ્રત્યે જુના વિચારના હિંદુઓ વિરુદ્ધ છતાં કરેલી પહેલ અને હિંમત સ્તુતિપાત્ર હતી. કોઈ પણ દેશ કલ્યાણના કામમાં કે જાહેરસભામાં કાબરાજીની હાજરી ન હોય એ અશક્ય. શરીર અશક્ત થયું છતાં ઝૂલતા હાથીની પેઠે તેઓ ઘણી સભાઓમાં જોવામાં આવતા...કોઈ પણ ગરીબ કે દુઃખી માણસનો તેમને અભાવ નહોતો. ગરીબનું કામ કરવાને અને મન દઈ મદદ કરવાને ટાઢ, તાપ કે વરસાદની દરકાર કર્યા વિના જાતે દોડી જતા, અને વધારે ખુબી તો એ કે સઘળું કરતાં છતાં જાણે કશું કર્યું જ નથી તેમ નિરાભિમાન અને મૌન રહી, પોતાનું કર્તવ્ય ગણી કરે જતા હતા... એમનાં લખાણમાં શબ્દચાતુર્ય જેવું જ અર્થ માધુર્ય પણ અનુપમ હતું. હિંદુ વિદ્વાનો પણ તેમની શુદ્ધ ભાષાની અને પવિત્ર ભાવનાની ગણના કરતા...ભાષાની છટા ગંભીર મનોરંજક અને જ્ઞાનભંડારથી પરિપૂર્ણ હતી...એમના મૃત્યુથી સ્રી વર્ગે એક ભલો ભ્રાતા અથવા ગુણી પિતા ગુમાવ્યો છે.

—માણેકબાઇ કહાનજી ધર્મસિંહ કવિ
( સ્રીબોધનો કે. ન. કાબરાજી સ્મારક અંક, સને ૧૯૦૪ )



શ્રીમાન કેખુશરો કાબરાજી રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશના ઉપતંત્રી હતા, ત્યારે તે વેળાના તંત્રી શ્રીમાન કરસનદાસ મુલજી દ્વારા આ લેખક સાથે તેઓનો પ્રથમ પરીચય થયો હતો.

મહારાજ કવિ ભર્તૃહરિ કહે છે તેમ સજ્જનોની મૈત્રી દિવસના ઉત્તરાર્ધની ( પાછલા પહરની ) છાયા સમાન

લઘ્વી પુરા વૃદ્ધિમતી च पश्चात्

"If friendship be formed with the virtuous
It will increase like the shadow of the evening
Till the sun of life shall set."

કાંઈક એ પ્રકારે તેઓના કેટલાક સારા ગુણોથી પરસપરના સ્નેહમમતા વધતા જઈ અમારો મિત્રભાવ વધતો..થતો રહ્યો.

આસરે ૩૫ વર્ષ પૂર્વે મહારાણી વિક્ટોરીયાના દ્વિતીય કુમાર ધ ડયુક ઑફ એડીનબરો પ્રથમ આ દેશમાં આવ્યા ત્યારે બહુ દેશી રાજાઓ મુંબઈમાં આવ્યા હતા. તે સમયે શ્રી કાબરાજી રાસ્ત ગોફતારના તંત્રી હતા, અને એ પત્ર બહુ સારું ચાલતું તેથી તેના તંત્રી વિષયે લોકોનો સદભાવ બહુ હતો. જુનાગઢના નવાબ સાહેબનું મંત્રીમંડળ એવા સારા તંત્રીને મળવાને તથા તેના લેખ સંબંધમાં પ્રસન્નતા દર્શાવવાને ઇચ્છતું હતું. તે પ્રસંગે શ્રી કાબરાજી પ્રામાણિકતા તથા સ્વતંત્રતા દર્શાવી કેવી કઠિણ પરીક્ષા ઉતર્યા હતા તથા તેઓએ પોતા વિષયના ઉચ્ચ અભિપ્રાયમાં કેવો વધારો કર્યો હતો તે 'સુત ગોકુલજી ઝાલા તથા વેદાંત' નામે ગ્રંથમાં ૨૦–૨૫ વર્ષ ઉપર લખાયું છે તે અત્રે અવતારાય છે:

"રા. રા. ગોકુલજીભાઈ કહેતા કે રાસ્ત ગોફતાર અને સત્યપ્રકાશ પત્રનાં સારાં લખાણથી અમારો ભાવ તે પત્ર ઉપર બહુ હતો. તેથી તેના તંત્રી શેઠ કેખુશરો કાબરાજીને આમંત્રણ મોકલી બોલાવ્યા, અને ખુ. નવાબ સાહેબની તરફથી માનવસ્ત્રના (કરી રૂપિયા ૧૦૦૦) આપવા માંડયા, પરંતુ તેઓએ ઉપકાર માની તે લેવાની સ્પષ્ટ ના કહી. બહુ આગ્રહ કર્યો તોપણ એઓ ચળ્યા નહિ. તે તંત્રીની એ નિર્લોભતા અને તેથી ઉપજતી સ્વતંત્રતા જોઈ આશ્ચર્ય લાગ્યું અને જે મૂળ ભાવ હતો તેમાં બહુ વૃદ્ધિ થઈ. એ કેવળ ગુપ્ત વાત હતી, પણ ન્યાય અને સત્યને અર્થે અત્ર પ્રસિદ્ધ કરવામાં બાધ ગણ્યો નથી. સદ્ગુણ કેટલાક સમય સુધી કદી ઢંકાઈ રહે પણ અંતે તે વિશેષ તેજ સાથે પ્રકાશવો જોઈએજ અને તેમ પ્રકાશે છે."

આપણા પ્રખ્યાત ગ્રંથકાર તથા રાજ્યાધિકારી કચ્છના પ્રધાન રા. રા. રણછોડભાઈ તથા આ લેખક સહ શ્રી કાબરાજીને અનેકવાર મેલન થતું. તેમાં મુખ્યત્વે સાહિત્ય સંવાદ થાય એ સ્વાભાવિક છે......આપણા આર્યોની સંસ્કૃત ભાષાના શબ્દોમાં કેટલી બધી મહત્તા તથા સુંદરતા રહી છે તે જોઈ તેઓને બહુ સાનંદાશ્ચર્ય થયું હતું, અને પોતે તેવા શબ્દોનો ભાવ પુરેપુરો સમજી લેવા પ્રયત્ન કરતા. પારસીઓનાં ધર્મપુસ્તકની અવસ્તા ભાષા એ સંસ્કૃતની ભગીની છે, એ સિદ્ધાંત જાણ્યા પછી પારસી ભાઇઓને સંસ્કૃત ઉપર ભાવ થાય એ સ્વાભાવિક છે.......

પોતે અભ્યાસથી સમજતા તેવું શુદ્ધ ગુજરાતી તો રાસ્ત ગોફતારમાં તુર્ત વાપરી શકાય તેમ નહતું. પરંતુ ધીરે ધીરે રાસ્ત ગોફતારને શુદ્ધ કરવા તેઓનો પ્રયાસ ચાલુ હતો...રાસ્ત ગોફતાર આદિ ગુજરાતી પત્રોમાં સંયુક્તાક્ષર–જોડાક્ષર અને અન્વર્થ શબ્દો તથા વાક્ય યોજના એમાં જે સારી શુદ્ધતા આવવા માંડી છે એ શ્રી કાબરાજીના વારાથી જ છે. એ સામાહિક પત્રના લેખોનું અનુકરણ બીજા લેખકો કરે એ સ્વાભાવિક હતું અને એથી એવા વર્તમાન પત્રોની ગુજરાતી ભાષા શુદ્ધ થઈ અને થતી રહી છે. "લવકુશ" નામે નાટક તથા રાજગીત તેઓએ રચ્યાં તે સમયે ભાષા સંબંધમાં ચર્ચા કરવાનો પ્રસંગ અધિક આવતો....

શ્રી કાબરાજીએ લવકુશ નાટક જે સંસ્કૃતમાં સર્વોત્તમ નાટક ગણાય છે તે ભવભૂતિકૃત ઉત્તરરામ ચરિત નામે સુપ્રખ્યાત નાટક ઉપરથી લખ્યું છે. તે લવકુશ નાટકમાંના વિચાર–ભાષાની વાનગી રૂપે એક અવતરણ શ્રી કાબરાજીનીજ ભાષામાં અત્ર અપાય છે:—

આ પુરુષોના પરસ્પરના સ્નેહના સુત્રનો,–તેઓની પ્રજા છે એ આનંદ ગ્રંથિ છે. (સુખમય ગાંઠ છે) એ સંબંધમાં રામ સીતાનાં મેલન સમયે તમસા બોલે છે કે :

(ગાયન ઝીંઝોટી)

"સત્ય સત્ય સત્ય રટી સત્ય સતી સીતા
પુત્રોની પ્રસાદી પ્રેમે બાંધે માતપિતા૦
પ્રેમશિલ દંપતીમાં બાળકો સંપૂર્ણતા,
પ્રીતની છે ગાંઠ પાકી સંતાન વનિતા "૦

આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે શ્રી કાબરાજી કેવી શુદ્ધ ભાષા લખી શકતા હતા. પરંતુ એવા ઉચ્ચ વિચાર તથા શુદ્ધ ભાષા સમજવાની યોગ્યતા સામાન્ય લોકોમાં વિદ્યાના અભાવથી આવેલી નહિ તેથી ચાલતા સામાન્ય લેખોમાં ઉતરતી વર્ણશંકર ભાષા લખવાની બહુ લેખકોને જરૂર પડે છે......

એક સમય એવો હતો કે જ્યારે એમના સ્વતંત્ર લેખો, લોકહિતાર્થ પ્રયત્ન, સત્યને તથા ન્યાયને અનુકુળ સ્વભાવ, વિસ્તૃત વિચાર, સમભાવના, ઈત્યાદિ ગુણો સંબંધમાં મુંબઈનાં તેમજ ગુજરાત સુરાષ્ટ્ર, કચ્છના હિંદુઓમાં સારા સ્નેહ–મમતા–ભાવ વિના બીજું કાંઈ સંભળાતું હતું નહિ. પાછળના ભાગમાં કેટલાંક કારણથી તેમાં અંતર પડ્યું હતું એ પણ ખરૂં છે. પરંતુ અમારાં પરસ્પરના સ્નેહ મમતા એક રૂપ જ બની રહ્યાં હતાં એ લખવાની તો અગત્ય જ છે નહિ. અમારે જ્યારે જ્યારે સમાગમ થતો ત્યારે ત્યારે સાહિત્યના તથા તત્વજ્ઞાનના અનેક વિષયો ઉપર સંવાદ થતો. તેમાં તેઓનો સદ્‌ભાવ, વર્ધમાન થવાની વૃત્તિ, ઉન્નતેચ્છાદિ વારંવાર તરી આવતાં. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી (૧૯૦૪)

☆

## "બેહેકેલું વાજું"

કેખુશરૂ કાબરાજીએ પારસી સંસારના સંબંધમાં "બેહેકેલું વાજું" શબ્દો વાપર્યા તેનો કેટલાકોએ ગેરસમજથી ગેરઉપયોગ કરી, તેમણે પોતે દાખલ કીધેલા સુધારા વિશે તેઓ પસ્તાયા હોય એમ અડાવી દીધું છે. આ ભૂલ કરનારાઓ કેવી થાપ ખાય છે તે બતાવવા હું "બેહેકેલું વાજું" વાળું જે પ્રકરણ (૩૦ મું) "બીબો બરબરયો" માં તેઓએ આપ્યું છે તેની અત્રે ટુંક તપાસ લઈશ. આ પ્રકરણમાં ફરામરોઝની બાયડીની ખરચાળુ ફેશીનની ફિસ્યારીની ચકાવતર્ણ ઉપર વાર્તાનો નાયક મુજાહેમત કરે છે. આજના જવાનોનું પોતાની બાયડી આગળ ચાલતું નથી તેનો તે બળાપો કરે છે, મોટા લોકો પાર્ટીઓ આપવા પાછળ ઇંગ્રેજોની નકલ કરી પૈસા વેરે છે તે સાથે બૈરાંઓનાં જાંજરા "કાળી ફાશીન" ના પોષાક જેને તે "ઢેડીયાં ફાશીન" નું નામ આપે છે અને જેમાં મલાજાની હદ થાય છે તે સામે ટીકા કરી બીબો કહે છે; "મારી મા મહેર મુસાની માણેકબાઈ ફાશીનની ફીસ્યારીમાં સર્વથી વધારે ફસેલી હતી. મારી મા નવી નવી ફાશીનો કાઢતી અને બીજાંઓ તે પ્રમાણે ચાલતાં પણ, તેમાં બી હદ હતી. એ મારા ચાલ્યાનાં એટલું બેહેકેલું વાજું નહિ હતું."

આ ઉપરથી ત્યારે જણાય છે કે કાબરાજી ખરા સુધારાને નહિ પણ સુધારાના પવિત્ર નામે જેઓ સુધારાની ફક્ત બહારની નકલ કરી સુધારાવાળાંઓમાં ખપવા માગે છે, જેઓ તેહેકરઈ, ધૃતરાત, અને ખરચાળાંપણાંની હદ ઓળંગી પોતે સુધારાવાળાઓમાં ઘુસે છે

તેમની હાલતને કાબરાજી "બેહેકેલાં વાજાં" ની ઉપમા આપે છે. જેમ એક વાજું જો ખીગડી ગયું અને તેની કમાન છટકી ગઈ તો વાગ્યા જ કરી ગાયનની હદ કુહાવી જાય છે, તે જ મિસાલે આ "ઠાલી ફીશ્યારીખોર અભણ" ઓરતો, આ "ફાશીનના અવતારો, પોતે સુધારાની નકલ કરી એક કમાન ખસેલાં વાજાં માફક બેહેકેલી લાગે છે.

સાચા સુધારાને અપજશમાં લાવનાર, ખરા સુધારાને શરમાવનાર, "કૌતકો" કાબરાજી નાપસંદ કરે છે, જે સ્ત્રીઓ મોઢાંને પાઉડર ચોપડીને ગોરૂં કરવા સાથ હાથને ગોરા બનાવવા "ગલેફ" બાંધે છે તેમને તેઓ "બેહેકેલું વાજું" કહે છે. એ સંબંધમાં વાર્તાનો નાયક બોલે છે તે જુઓઃ–"હું એટલું જ ચાહું છું કે મારી મા અને બ્હેનો, મારા થાણાનાં બૈરાંઓ, આ ગલેફ પહેરવાનાં ઘેલાં કાઢે નહિં તો સારૂં. એ બેહેકેલું વાજું મુંબઈમાં જીવે છે ને મુંબઈમાં જ મરી જવું જોઈએ. મારા થાણા ગામથી જુદા એ બેહેકેલા વાજાંની પનાહ રાખે."

જે ખરા સુધારાની કેખુશરો કાબરાજી તથા તેમના મસ્તાવિશેકોએ ભલામણ કીધી છે તે કાંઈ આવો ન હતો. આ તો ખોટો, ઠાલો, તકલીદી અને હુનરમંદ હતો. ખરો સુધારો તો કુદરતી સાદાઈમાં સરજેલો અમીરી ખવાસમાં પ્રગતી નિકળતો, નક્કર સંગીન, ઘર અને સંસારને સુધારી બહેસ્તખાનું બનાવનારો, વહાલ, સંપ સંપજ, સંપતિ અને સંગતિમાં સમાયલો છે. —રૂસ્તમ બ. પેમાસ્તર.

[ શ્રીબોધ કે. ન. કાબરાજી સ્મારક ગ્રંથ (૧૯૦૪)

"સોરાબજી બંગાળી અને કરસનદાસ મુળજીના હાથ નીચે રાસ્ત ગોફ્તાર પંકાયું હતું, પણ કેખુશરો કાબરાજીના હાથ નીચે ઊંચામાં ઊંચી પંક્તિએ ચડયું હતું... તેમનાં લખાણોએ પારસી કોમના સાંસારિક, માનસિક અને ધાર્મિક જીવન ઉપર અમૂલ્ય અસર કીધી છે...ચિત્ર કળાના કાબરાજીના શોખને લઈને બોમ્બે આર્ટ સોસાયટીએ તેમને પોતાની કારોબાર મંડળીના સભાસદ નીમ્યા હતા. ઊંચા પ્રકારની કેળવણીના...તે હિમાયતી હતા. તેમના કુટુંબમાં આપેલી કેળવણી તેની સાખ ઘણી મજબૂત રીતે પૂરે છે. સરકારી નિશાળોનો વહિવટ તપાસનાર જોઈન્ટ સ્કુલ્સ કમીટીના તેઓ મ્યુનિસિપાલિટી તરફના એક અધિકારી નીમાયા હતા. ભાગી ગયા જેવી હાલતમાંથી જ્ઞાન પ્રચારક મંડળીને સજીવન કરી હતીઃ..તેના દશેક વર્ષ સુધી સેક્રેટરી પણ પોતે હતા. ઈ. સ. ૧૯૯૦માં...તે મંડળીએ તેમની સેવાની પીછાનમાં તેમને ઓનરરી મેમ્બર નીમ્યા હતા. આ સભામાં અપાયેલાં ભાષણોમાં એક તૃતીયાંશ તો તેમનાં એકલાનાં જ છે!

અંગ્રેજી કેળવણીના પણ તેઓ એક કાળજીમંદ ઉત્તેજક હતા...મુંબઈની મ્યુનિસિપલ કોરપોરેશનના અને તેની સ્ટેન્ડીંગ કમીટીના તે સભાસદ હતા, અને તે દ્વારા તેમણે દેશની કીંમતી સેવા બજાવી છે.

ઈ. સ. ૧૯૦૦માં કાબરાજી વિલાયત ગયા ત્યારે બ્રિટિશ ઇન્સ્ટીટ્યુટ ઓફ જર્નલીસ્ટ્સએ તેમને ફેલો (સભાસદ) નીમી ખાસ માન આપ્યું હતું..."

—સુમનસ્ હરિલાલ ધ્રુવ

("વિદેહ ગુજરાતી સાક્ષરો," સને ૧૯૦૯)

## "ગુર્જર યુગો *"

(ગઝલ)

જિરા ગુણવંતી ગુજરાતી ખિલાવી ખાંતથી ખાસી,
ખલક માંહી કરી ખ્યાતી કલમથી કાબરાજીએ.
રૂડી ગુજરાતી રાણીને ખુશીથી ખૂબ ખીલાવી,
વખાણી રાણી વાણીને કલમથી કાબરાજીએ.

× × ×

હતો ગુજરાતીનો હાથી, સુધારાનો ખરો સાથી,
નઠારી રૂઢિઓ નાથી[1] કલમથી કાબરાજીએ.
હતો ગુજરાતીનો હીરો, રસિક ને એક રંગીલો,
તીણાં ફેંક્યાં બહુ તીરો કલ્મકશ કાબરાજીએ.

× × ×

જમાનાનો ખરો જોદ્ધો, સુકીર્તિ લઈને સૂતો,
મચાવી રંગ મસ મોંઘો, કલમથી કાબરાજી તેં.

× × ×

ભવાની કેમ ભૂલાશે, વીરા! તારી વાનો?
વિરહથી ઝૂરીને વાંસે હું આવીશ ભેટવા હોંશે.

× × ×

(દોહરા)

દામોદરના[2] દોસ્ત, ને મગતાળુ મમ મિત્ર,
કરસનદાસ[3] તણી કથા પઢશે કોણ પવિત્ર?

× × ×

'કુંવારી કન્યાની[4] કહો કરશે ચર્ચા કોણ
કાબરાજી જતાં કહો મધુરું ભરશે મોણ?

× × ×

કેખુશરોની કલમની ખરી પડી ગઈ ખોટ,
લેખણથી જીતી લીધો કીર્તિ કેરો કોટ.

૧૯૦૪. —કવિ ભવાનીશંકર નરસીંહરામ.

---

* વિકટર યુગો (victor Hugo)

૧ નાથ (નથ) ઘાલી નામાંકિત ફ્રેન્ચ કવિ નાટક કર્તા અને નવલકથાકાર, સને ૧૮૦૨–૮૫, ૨ હિન્દુ સુધારક સુદ્ધારક દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા. ૩ કરસનદાસ મૂળજી પ્રસિદ્ધ સુધારક. ૪ "કુંવારી કન્યાની હિન્દુ સુધારા સૃષ્ટિની મારી રચેલી નવલકથા પર મોહ પામીને સ્વ૦ કેખુશરો કાબરાજી ઉત્સાહપૂર્વક પ્રસ્તાવના લખીને [illegible]."

## ઉપસંહાર

કેખુશરો કાબરાજીની ૧૦૦ મી જન્મતિથિ ઉજવવાની સૂચના પ્રથમ રાસ્ત રાહુબર પત્રે એમની ઉલ્લી મરણતિથિને પ્રસંગે કરી હતી. અને ત્યારથી તે પત્રમાં "રાસ્ત ગોફ્તારનો જમાનો" એ મથાળાં હેઠળ કાબરાજીએ પોતે ૧૯૦૧ માં લખેલ "અહેવાલે રાસ્ત ગોફ્તાર" માંથી તે જુના જમાનાના ખ્યાલો અને તે સામે રાસ્ત ગોફ્તારે ચલાવેલી લડતો. તથા સ્ત્રીકેળવણી અને સ્ત્રીના છુટાપણાની હિમાયત અને અંતે થયેલા સુધારા, એ સઘળા બનાવોનું વર્ણન કાબરાજીના જ શબ્દોમાં દર અઠવાડિયે ઉતારા કરી અપાતું રહ્યું. તે પછી તા. ૨૧ મી ઓગસ્ટ ૧૯૪૨, એટલે જન્મ શતાબ્દીના દિવસે રાસ્ત રાહુબરનો ખાસ "સાલગીરી અંક" કાઢી તે આખો અંક સદ્ગતની છબી સાથે નીચલા શબ્દોમાં તેમને અર્પણ કરવામાં આવ્યો:

"સાચો સંસાર સુધારક"

મરહુમ શેઠ કેખશરો ન. કાબરાજી

જેમને અમારો આ અંક અર્પણ કરીએ છીએ."

એ અંકમાં મરહુમને લગતા બીજા ખાસ લેખો ઉપરાંત તેમના મરણ વખતે લખાયલી કેટલીક કવિતાઓના ઉતારા પણ છે જેમાં કવિ શ્રી ખબરદારના કાવ્યમાંની નીચલી એક જ કડી અત્રે ઉતારીએ છીએ:—

"રાય અને રૈયતની સેવા સ્નેહે કીધી ઘણી,
ભૂમીમાં ન રાખ્યો ભાર કોઈના ભરમનો;
દિલમાંહી દાઝી ધારી કલમ તું ગાજી રહ્યો,–
અરે કાબરાજી! પામું પાર ક્યાં મરમનો!......
અરે ઓ કલમ! હારી સેવામાં જીવન ગાળ્યું,
સેવી તને ગયો હારો સપુત સાક્ષાત તો;–
લેખક હજાર થશે, પંડિત અપાર થશે,
ખલકમાં તોય તેની ભૂલાશે ન ખ્યાત તો!"

એ અરસામાં જામે જમશેદ, કયસરે હિન્દ, ગુજરાતી, સાહિત્ય પરિષદ પત્રિકા અને બીજા પત્રોમાં પણ મરહુમની જન્મશતાબ્દીની મહત્વતાનું સૂચન આપનારા અનેક લેખો પ્રગટ થયા, જેમાંના કેટલાક અમારા આ અંકમાં સામેલ કર્યા છે. એ ચલવલને પરિણામે મુંબાઇ અને કરાંચીમાં મોટા મેળાવડાઓ ભરવાની તૈયારીઓ થઈ રહી, અને મુંબઈના મેળાવડામાં પ્રમુખપદે લેડી વિદ્યાબહેન નીલકંઠ બીરાજવા કબૂલ થયાં. એટલામાં મુંબાઈમાં કર્ફ્યુ અને બીજા બંધનો દાખલ થવાથી શ્રી વિદ્યાબહેન અમદાવાદથી પધારી શક્યાં નહિ, અને મેળાવડો મુલતવવો પડ્યો, તે તા. ૨૪ મી અક્ટોબરના દીને થવા પામ્યો. તેનો તથા કરાંચીમાં થયેલા મેળાવડાનાં હેવાલ આ અંકમા વર્તમાનપત્રો ઉપરથી ઉતારવામાં આવ્યો છે.

હાલ કાગલની સખ્ત અછત અને સરકારી બંધનોના કારણે આ અંક માટે આવેલા બીજા લેખોની જગ્યા થઈ શકી નથી, છતાં તે લખનારાઓનો આભાર માનીએ છીએ.

—તંત્રી